ॐ महावीराय नमः

# ત્રીમાસિક ત્રીજી સભાનો અહેવાલ.

શાલ ૧૯૭૯ના બીજા જેઠ વદ ૩ ને વાર રવી તા. ૧-૭-૨૩ ને દીને શા. કસ્તુરચંદ ધનાજીના પ્રમુખપણા નીચે મળી હતી.

શા. નાથુભાઇ ગોવીંદજીએ દરખાસ્ત મુકી હતી કે શા. કસ્તુરચંદ ધનાજીને પ્રમુખસ્થાન આપવું. તેને શા. રતનચંદ રામચંદે ટેકો આપ્યો હતો.

શા. નાથુભાઇ ગોવીંદજી તરફથી કમીટીનો તૈયાર કરેલો હ્રદય અને બુદ્ધીનું યુદ્ધ નામનો લેખ વાંચી સંભળાવવામાં આવ્યો હતો.

શા. લલ્લુભાઇ રામચંદ તરફથી બીજો લેખ ( જૈન યુવાનો પ્રત્યે કંઇક ) એ નામનો લેખ વાંચી સંભળાવવામાં આવ્યો હતો.

શા. ખેમચંદ રૂપાજી પુનાવાળા તરફથી શા. નાથુભાઇ ગોવીંદજીએ રોકડા રૂ. ૫૧) એકાવન નીરાશ્રીત તથા કેળવણી ફંડમાં આપ્યા છે ત્યાર બાદ કેટલુંક વિવેચન થઇ સભા બરખાસ થઇ હતી.

શા૦ કસ્તુરચંદ ધનાજી સહી દા૦ પોતે





# निजात्म दर्शन



( હરિગીત )

## अभिलाषि प्रश्न.

સમજાવવા સત્ શાસ્ત્રની ઘટના ઘટાવી પ્રેમથી,
વલી આપવા ઉપદેશ પણ તેવો અહર્નિશ રેમથી;
ગુરૂ રાય નિજ સ્વરૂપને બહુ વિધથી બતલાવતા,
સમજાય ના ! સમજાય ના !! સમજાય ના !!! પણ તે છતાં. ૧

## अनुभवी उत्तर.

શાસ્ત્રો બતાવે છે દિશા પણ પાર તેથી પમાય ના,
ગોચર નહિં મન ઇંદ્રિ તે હેતુ વાદે જણાય ના;
માટે અનુભવ માર્ગપર દગ્ શાસ્ત્ર સાથે ચોંટશે,
આત્મિક સંવેદન થતાં **નિજ રૂપની** ઝાંખી થશે;



# હૃદય અને બુદ્ધિનું યુદ્ધ.

જ્યાં સુધી જીવને ખરૂં જ્ઞાન થયું નથી ત્યાં સુધી તેની શ્રદ્ધાનું કશું ઠેકાણું હોતું નથી. અને તે જીવનું વરતન સશાઅ ક્યાંથી હોઇ શકે ? અને જ્યાં સુધી વરતન શુદ્ધ ન હોય ત્યાં સુધી અનેક તરેહની કડવી ટીકા થવાનો સંભવ રહે છે. જ્યારે અંતરમાં અને મનથી ખરી શ્રદ્ધા અને વર્તનનો દીપક પ્રગટે ત્યારેજ તેનું વરતન શુદ્ધ અને સરલ બની શકે છે એવું નીરદંભ આચરણ કયા ભવ્ય આત્માને ન ગમે ?

હાલમાં મોઢાથી શાસ્ત્ર વચન નીતીના પાઠો બોલ્યા કરીએ, પણ આપણે પોતે સમજીને તેને આચરણમાં ન મુકીએ અને તે રીતે થોડુ થોડું પણ વર્તન રાખવા વીચાર સરખો પણ ન કરીએ તો પછી નીતી કે શાસ્ત્રના વચનની કીમત દુનીયાની કોઇ પણ નકામી વસ્તુ કરતાં વધારે શી રીતે હોઇ શકે ? થોડી પણ કૃતી યથાર્થ હોય તો હીતકર અને આનંદકારક થવા પામેજ, માટે ધીરજ અને શાંતીથી વીચાર કરી જોઇએ કે આપણે કઇ બાજુ ઘસડાતા જઇએ છીએ ? આપણા વીચારો વારે વારે બદલી કઇએ કે એક વખત નીતીવાન બની દુનયાને દેખાડીએ કે અમો આવા છીએ. પણ તેથી કાંઇ આપણને ફાયદો દેખાયો નહી તો ફરી બીજેજ રસ્તે આચરણ કરીયે, તેથી પણ ફાયદો દેખાય નહિ એટલે ત્રીજે રસ્તે જતા થઇએ. એમ તો ન રહીએ ઘરના કે ન રહીએ ઘાટના માટે બરાબર શાંતી પુર્વક વીચાર કરી આપણે માટે કયો રસ્તો સુગમ

ભરેલો છે ? આપણા સંજોગો કેવા છે ? આપણા સાધન શું શું છે ? એ દરેક બાબતનો વીચાર કરીને આગલ ચાલીએ તો વારે વારે રસ્તા બદલવાની જરૂર રહે નહી કહેવત છે કે ધીરજ, ધર્મ, મિત્ર, અને નારી, આપત્તિ કાળે પરખીએ, ચારે માટે ધીરજથી આપણી રહેણી કરણી અને આપણે કયે રસ્તે ઘસડાતા જઇએ છીય તેનો વીચાર કરવો જોઇએ.

મનુષ્યજીવનમાં સંકટ આવવું એ તો સ્વભાવીક છે, માટે સંકટ વખતે શું કરવુ જોઇએ ? સુ સંકટ આવે ત્યારે આપણે આપણા કર્તવ્યવીમુખ બનીને દુઃખી અને ઉદાશી ન બની આપણા કલ્યાણનો માર્ગ હોય તે આપણે તજીદેવો જોઇએ ? કદી નહી. જ્યાં સુધી આપણે ગભરાઇને આપણું ખરૂં કર્તવ્ય છોડી દઇશું ત્યાંસુધી આપણેજ આપણને હેરાન કરવામાં કાંઇ બાકી રાખશું નહી.

મનુષ્ય પોતાના અંતઃકરણમાં જેવી ભાવનાઓને ઉત્પન કરે છે તેવો તેનો બહારનો આચાર બંધાય છે. પછી તેવી તેની દરેક પ્રવૃતી ચાલુ રહે છે. ગૃહસ્થવાસમાં સુશીલ જીવન ગાળવુ કે દુષ્ટ વિષયો કે લોભી દશામાં આયુષ્યનો વ્યય કરવો અથવા તો પોતાનો પીંડ સાચવી બેસી રહેવું એ સર્વનું કારણ તેના હ્રદયનું મુખ્યસ્થાન ભોગવતી કાઇપણ ભાવના શીવાય અન્ય નથી.

જ્યાં સુધી એક પણ ભાવનાનો નીર્ણય ન થયો હોય ત્યાંસુધી બહારના આચારનું સ્વરૂપ બંધાતુ નથી. કેટલીક વખત જીન પુજા સામાયિક પ્રતિક્રમણ એજ ભાવના ચાલે ત્યા સુધી તે ઉત્તમ લાગે. પછી તેના હ્રદયમા દ્રવ્ય સમૃધી એકઠી કરવાનો કુંટુંબ સમાજ ગામ

કે દેશમાં કીર્તી મેળવવાનો આવેશ પ્રગટે અને બીજીજ ક્ષણે આ સંસારમાં કાંઇ નથી, કોઇ કોઇનુ કોઇ નથી. બધી મુકી ચાલ્યા જવાનુ છે, વગેરેની વૈરાગ્ય ભાવના થાય, વળી ઘડી પછી એમ થાય કે આપણે ગમે તેમ વરતીશું તો શું છે, એ પાપ કોણ જાણશે. અને મારે શુ કોઇની દરકાર છે માટે ઉપરથી ડોળ ઘાલી ગમે તેવું વર્તન રાખી આપણે આપણુ કામ કરયે જાવની એવો વેગ સ્ફુરે છે. તેવા મનુષ્યો એકે જાતનો પુરૂષાર્થ સાધી શકતા નથી.

ક્ષણીક જુદા જુદા વીચારવાલા મનુષ્યો પોતાના ચાલુ જીવનનો ઉદ્દેશ જ્યાં સુધી નકી થનો નથી ત્યાં સુધી મનુષ્યની ગતી પવનમાં ફરતા તણખલા જેવીજ રહે છે. આ મનુષ્ય રૂપી નાવને સ્થીર દૃષ્ટિ બીંદુએ પહોંચાડવા માટે આપણે આપણા વીચાર અને અનુકુળ પ્રમાણે ઉદ્દેશ નકી કરવો જોઇએ. પણ તે માત્ર ફોનોગ્રાફની રેકડ રૂપે નહી, પણ તે પોતાના મનોબળ યાને આત્માને વીશેષ પ્રમાણમાં તૈયાર કરીને નકી કરવો જોઇએ. કુટેવોના અને કુવીચારોના સંસકારોને છોડી શુભ વીચાર અને શુદ્ધ વરતન આપણામાં દાખલ કરવું જોઇએ. કર્તવ્યની દીશા નક્કી કરી અને તે તરફ ગતી કરતા બીજા વીચારોની છાપ મન ઉપર પડવા દેવી અને અવિશ્રાંત પણે આગળ વધવું તે ઉદ્દેશ નક્કી કરેલી સીઢીની પહેલી નીશાણી છે.

હવે પાંચ દશ કે પચીસ વરસ પછી જમાનો કેવો આવશે? દેશ ગામ કે ઘરમાં કેવા સંજોગો ઉભા થશે? તમારા ગામ કે શહેરમાં કેવો ફેરફાર થશે? તે કોઇ જાણી શકાતું નથી, તોપણ ગયલા વરસોમાં બનેલા બનાવો યાદ કરીએ છે, તો એ ભાન આપ-

જુને થાય છે કે આટલા વરસો ઉપર આ રીતે બનાવો બની આ રીતે ફેરફાર થઇ આજે આ હાલત છે. તો હવે પછીના વખતમાં આપણે તે બધો તથા આજનો વખત જોતાં તેનું સહેજસાજ અનુમાન તો જરૂર થઇ શકે છે. એક વિદ્યાર્થી મેટ્રીક કે બી. એ. કે એમ. એ. થાય પછી કોઇપણ જાતનો પ્રોફેશર રાજ્યાધિકારમાં સારી પદવી ધારણ કરી શકે છે તેમજ એક વેપારીને પોતાની લાઇનની તાલીમ લીધા પછી વેપારી થવાનું ચાલુ ધોરણ ઉપરથી સંજોગો જોઇ નક્કી અનુમાન બાંધી શકે છે. તેજ રીતે આપણે આપણા ભવિષ્યની પ્રજા માટે કે સંઘ માટે અનુમાન બાંધી હવે પછી આપણી રહેણી કરણી પછી કેવા સંજોગો ઉભા થશે તે અનુમાન બાંધી શકીયે છીયે. માટેજ આપણે આપણી દ.ભીકતા કે બે બાજુ જોવાનુ છોડી જીવનની શુધ્ધ બાજુ કઇ સારી છે તે અનુમાનથી નક્કી કરી તે પ્રમાણે આગળ વધવા તૈયાર થવુ જોઇએ.

હાલ વૃધ્ધો પછીથી હાલના યુવકો વૃધ્ધો થશે અને તે પછી બાળકો પણ યુવકો થઇ વૃધ્ધો થશે. એ બે વર્ગના હાથમાં સંઘની નાત જાતની કે સમાજની લગામ જઇ પડશે. તેમા તો કોઇનાથી ના પાડી શકાય તેમ નથી. કેમકે આ જગતની ઘટમાળજ એવી છે તો જે જાતના સંજોગો વીચારો અને બંધારણોમાંથી પ્રસાર થાવછો, તેવી જાતના સંજોગો વીચારો અને રીવાજો હવે પછીનાઓ માટે મલશે કે કેમ તે માટે શંકાજ રહે છે. માટે હવે પછી જે આગેવાનો થવાના છે તેમને શુદ્ધ વર્તનની કે શુદ્ધ વીચારની તાલીમ આપો છો કે કેમ તેનો થોડો પણ વીચાર કરવો જોઇએ.

આ સ્થીતી આપણા વડીલો હજી સમજી શક્યા નથી. આપણે

આજ સુધીના વર્તનથી તેમની સાથે હજી મળી શક્યા નથી. ભવિષ્ય કાંઇક ભયંકર દેખાય છે. તેની કાંઇ ફીકર નહી. પણ યુવકોજ આ વાત બરાબર સમજ્યા નથી તે ખરેખર ભયંકર છે. સમજ્યા છતાં દાંભીકતા ખસ્તી નથી. આપણે બંધારણો યોજનાઓ ઘડીયે છીયે પણ અમલ કરવા બેસીયે ત્યારે આરંભે સુરા જેવુ થાય છે, માટે આ સ્થિતિમાં ખાસ ઉપાય એકજ છે કે (ઇચ્છા પુર્વક ખાસ ફરજ સમજીને અનન્ય ભાવે સેવા કરવી. અને આપણું વર્તન શુદ્ધ રાખવું, બીજી કોઇ બાબતમાં વચ્ચે ન પડવું) પ્રેમ અને વિનયથી વૈરી પણ વશ થાય છે, તો પછી આ તો આપણા ભાઇઓ સાથે હળી મલી જવાનું છે.



# જૈન યુવાનો પ્રત્યે કંઈક!!!

સુધરેલા કેળવાયેલા અર્થાત્ જમાનાને અનુસરતા વિચારવાળા જૈન યુવકોને ઉદ્દેશીને ખાસ લખુ છું.

જૈન યુવકો હશે કે કેમ? અને હશે તો કેટલા હશે? તે હું જાણી શક્યો નથી. યદ્યપિ યુવકો ઘણા હશે, પરંતુ જૈન યુવકો કેટલા હશે? એટલે જૈન વિશેષણને સાર્થક કરનાર કેટલા હશે!

ભલે લાખોની સંખ્યામાં તેવા ન હોય, પરંતુ ઓછામાં ઓછા એક બે હશે તોપણ ચાલશે. તેવા એકાદ બે કે તેથી વધારે જૈન યુવક હોય તેમને ઉદ્દેશીને લખું છું.

જૈન કુળમાં જન્મ લીધાથી જૈન વિશે પણ સાર્થક થઇ શકતું નથી. "જૈન ત્વ" હોય તોજ સાર્થક કર્યું ગણાય "જૈનત્વ વારસો કે મિલકત નથી, પરંતુ તે ગુણ છે. ગુણ મેલવ્યો મેલવાય અને ગુમાવ્યો ગુમાવાય. ગુણ પ્રાપ્ય કરવામા જેટલી મુશ્કેલી છે તેટલી મુશ્કેલી વારસો કે મીલાત મેલવવામાં નથી. યુવક બંધુઓ ? તમારે માટે શું લખું ? અને શું ન લખું ? અનેક વાતો કહી ઉભરો કાઢવાનું મન થઇ જાય છે. કઇ વાત કહું ? અને કઇ ન કહું ? બધી વાતો એકી સાથે કહી નાખું, દરેક બાંધવો એકી સાથે બધી વાત સાંભલી લે, સમજી જાય અને કર્તવ્યપરાયણ બની જઇ આવતી કાલથીજ સ્વર્ગીય જીવનનો આનંદ અનુભવવા લાગી જાય પરંતુ એ ઇચ્છા માત્ર, મનોરથો માત્ર થયા. એક એક મનોરથો પાર પડતા પડતા વર્ષોના વર્ષો વીતી જાય ત્યારે પ્રજામાં ઘડાય છે, તો પછી સઘલા મનોરથોનું પરિણામ આવતાં કેટલો વખત વીતી જાય ? છતાં જો યોગ્ય નેતા મલી જાય અને આપણે કર્તવ્યપરાયણ બની જઇએ તો ગમે તેવા દુર્ઘટ કામો પણ ગમે તેટલા ટુંકા વખતમાં આટોપી શકાય. અત્યારે તો એ પણ મનોરથ માત્રજ છે.



# યુવક બંધુઓ? તમે દેશનો ઉદય ચાહો છો?

અવશ્ય ચાહતા હશોજ. પરંતુ ચાહના માત્રથી કાંઈ વળે? દેશનો ઉદય કરવો સ્હેલ નથી, તેના પહેલા તમારા ગામનો, તમારા શહેરનો, તમારી સમાજનો, તમારા ધર્મનો ઉદય કરવો પડશે. એ રીતે વ્યક્તીગત ઉદય કરશો તોજ ઉદય થશે, અંદર પોલ હશે તો ભવિષ્યમાં આડે નડશેજ. દેશનો ઉદય સાધવા નિકળ્યા પહેલા તમારા અંગોનો ઉદય શોધ્યો છે? યદ્યાપિ વાતો કરી હશે, પરંતુ કાંઈ સેવા કરી છે? કંઈ ક્રિયાત્મક તપશ્ચર્યા કરી છે? કંઈ આત્મભોગ આપ્યો છે? પૈસા આપી છુટવાથી કાંઈ ચાલે તેમ નથી. પરંતુ સ્વાર્થ ત્યાગ કરવો પડશે, તે કરેલ છે? નહીં તો પછી ચાહના શા કામની? શુ મનુષ્ય માત્રને નૈતિક જીવન, ધાર્મિકતા કે વ્યવસ્થિત સમાજની જરૂર નથી? તમે તેને માટે કદી વિચાર કર્યો છે કાં ન કરો? વિચાર નહી કરો તો જરૂર પસ્તાશો. જે કાંઈ સારા તત્વો સમાજમાં છે, તે તુટયા પછી સાધતાં આંખે પાણી આવશે. તુટયા પછી આપણા જીવનમાં અને પશુ જીવનમા શો ફેર રહેશે?

"યદ્યપિ અને ધાર્મિકતા, આધ્યાત્મિક જીવન, વ્યવસ્થિત સમાજ, વિગેરે પ્રિય છે. પરંતુ જ્યાં પોતાના ચાલુ સંજોગોને પહોંચી વળવાના ફાંફાં મારવા પડે છે. સૌની સાથે મોભાસર જીવન વ્યવસ્થિત થાય, એટલું બને તોજ બસ છે. જ્યાં સુધી તેમ નહિ

થાય, ત્યાં સુધી અમે ઉપરની વાત સાંભળવીજ માગતા નથી. પછી સંઘ વ્યવસ્થામાં ભાગ લઇશું, ધાર્મિક કામો સંભાળીશું અને સૌ સારા વાના થશે. હાલ એ વાત ભલા આદમી જવા દો" આમ કોઇ યુવક ભલું છંછેડી ઉઠશે, તેનું કેમ?

આશ્ચર્ય નહીં; આપણો વીચાર ખરો હશે તો જરૂર આપણે નમ્રતા પૂર્વક આજે નહીં તો કાલે સમજાવી શકીશુંજ. આપણે તેને જરૂર કહી શકયે કે ભાઇ! દરેક મોભાની સામગ્રી-વૈભવ સામગ્રી ઘટાડો, મોટરને બદલે ગાડી ઘોડાથી વૈભવ માનો, ગાડી ઘોડાને બદલે સીગરામથી વૈભવ માનો, સીગરામને બદલે પગે ચલવાની શકિતમા ખરો વૈભવ અને કુદરતની મેહેરબાની માનો, તમે એક વખત એમ કરશો એટલે સૌ એ પ્રમાણે સોખશે. એમ દરેકનો જીવન કલહ મર્યાદિત બનશે. જો તમો મોટરથી વૈભવ જાળવવા ઇચ્છશો, તો તમારો બીજો ભાઇ એરોપલેન (વીમાન)થી વૈભવ માણવા લલચાશે, મોટર ઉપર અણગમો આવશે અને વિમાન મેળવવા મથશે. શું ત્યારે બીજા ભાઇઓ બેસી રહેશે? જરૂર મોટર મેળવવા મથશેજ. અને પછી વીમાન મેળવવા લલચાશે. આ રીતે વૈભવ તરીકે કઇ ચીજ ગણાવી? આ સવાલના અંત ન આવતા માનસિક કલ્પનાઓ વધ્યે જવાની, આ રીતે અવનતિનુ બીજ આપણાંજ હૃદયમાં આ રીતે રોપાયે જાય છે. આ લઉં તે લઉં! આ સામગ્રી ગોઠવું તે સામગ્રી ગોઠવું! એમ તરંગો વધતા જાયછે. જો કલ્પનાને સંકોચવામાં આવે, તો જે વૈભવ હાલ વીમાનમાં બેસવાની માની શકાય, તેજ વૈભવનો લ્હાવો વિમાન ન્હોતા ત્યારે મોટરમાં બેસીને, ને મોટર ન્હોતી ત્યારે ઘોડાગાડીમા (વીકટોરીયા કે ટાંગામાં) બેસીને, ને તેની અછત

વખતે સીગરામમાં બેસીને માની શકાતો હતો. મને તો એ દરેકનો માનસિક આનંદ એક સરખો જણાય છે. આ માનસ શાસ્ત્રનો સૂક્ષ્મ પ્રયોગ ઉપરથી એક સિધ્ધાંતની આપ ભાઇઓને ભેટ કરૂં છું તે એ કે ઉપરની કલ્પના ઉપરથી તમો સમજી શક્યા હશો કે આ જમાનો મનની કલ્પના વધારવા માગે છે. અને આપણા હીંદનું પ્રાચીન સમાજ બંધારણ આપણું જીવન મર્યાદિત બનાવવા માગે છે. આ બેમાંથી કયો માર્ગ પસંદ કરવો, એ સહુ સહુની ઇચ્છાની વાત છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે મર્યાદિત ઇચ્છાશક્તિથી માનવ સમાજ એકંદર વધારે સુખના તત્વોનો સ્વાદ લઇ શકે.

તેથી આપ સૌ બંધુઓને જીવન સામગ્રી મેળવવા પ્રયત્ન કરવાની આડે જરા પણ આવવા માગતો નથી. પરંતુ એટલું તો જરૂર આગ્રહપૂર્વક, વિનંતિ પુર્વક, આજીજી કરીને કહું છું કે જીવન સામગ્રી મર્યાદીત હોવી જોઇએ. પીત્તલના લોટો ઉપયોગ દૃષ્ટિએ પાણી પી શકાતુ હોય, તે આર્થિક દૃષ્ટિએ માટીનાં પાત્ર ટકાઉ હોય, તો ચાંદી સોનાનાં લોટાની સી જરૂર ! એ તો કેવળ સ્વચ્છંજ ગણાય.

જીવન સામગ્રીને અમર્યાદિત બનાવવાથી દરેકની કલ્પના અસંતોષિતાનો જ્વાળામુખી ભભુકી ઉઠે છે. તે શાંત કરવા દેશ, વતન, વેષ, કુટુંબ, ધર્માચરણ, વિગેરેથી થોડું દૂર જવું પડે છે. વલી અસંતોષ વધતાં તેથી પણ આગલ વધી વિદેશ જવું પડે છે. સ્વદેશ ભુલવો પડે છે. વતનના સામાજીક ધાર્મિક કામો, કૌટુંબિક સવાલો બીજાઓ ઉપર છોડવા પડે છે. કેમ જાણે આપણને જરૂરજ ન હોય ? આપણે માટે નિરૂપયોગીજ હોય એમ માનીને તેની ઉપેક્ષા કરતાં

થઇ જવુ પડે છે. અસંતોષ વધતા–જીવન સામગ્રી અમર્યાદિત બનતા, આ પ્રમાણે ભવિષ્યમાં ભારે ભયંકર પરિણામ આવે, જો કે હાલ તુરતના વખતનો વિચાર કરીયે, તો આપણે અર્ધે રસ્તે છીયે.

જો કે જીવન અમર્યાદિત બનાવ્યું છે, પરંતુ તેનું છેવટનું જ્યાં સુધી પરિણામ આવે તેટલે સુધી આગલ વધ્યા નથી, ત્યાં સુધીમાં ચેતી જવાનો પ્રસંગ છે. અને હજુ ચેતીને જો જીવન મર્યાદિત બનાવી લઇએ તો ખાત્રીથી માનજો કે વતનથી દૂર નહી જવું પડે. અને ધાર્મિક સામાજીક ખાતાઓ સંભાલી શકશો. નહીંતર રડયા ખડયા શહેરમાં રહેલા લોકો (વૃધ્ધો) શરૂઆતમાં સંભાળશે. પરંતુ છેવટે કોણ સંભાલશે ?

બંધુઓ ! જીવન અમર્યાદિત બનાવીને તમે અથવા તમારી સંતતિ ભવિષ્યમાં વતન ભુલવા માગો છો ! દેસોદેસ દોડશો તો જરૂર વતન ભુલશો. વતનની સંસ્થાઓ, સાર્વજનિક મિલ્કતો, ધાર્મિક ખાતાઓ કોને સોંપશો ? તેનો ઉપયોગ કોણ કરશે ? તમારી સઘળી વ્યવસ્થા, જ્ઞાતિ વ્યવસ્થા, કોણ જાળવશે ? શું તે ખાતાના નોકરો અને અમલદારો રાખસો ? તેઓના પગાર માટે મોટા ફંડ ઉઘાડશો ? મોટા ફંડ કરી શકવા માટે દેશાવર મોટા ધંધા ખેડશો ? આ બધું કરવા કરતા ઘેર રહી કુટુંબ પુરતું કમાઇ બાકીના વખતમાં હાથોહાથ બધા કામો સંભાળો, અને સંભાલી શકાય તેટલા ઉઘાડો. આ રસ્તો ઉત્તમ નથી જણાતો ? દરેક જીવન સામગ્રી મર્યાદિત બનાવ્યા છતા, કેટલાકને મર્યાદિત પણ જીવન સામગ્રી ચલાવવી મુસ્કેલ પડે તો, તેઓ ખુસીથી અન્ય સ્થળે જઇ સકે; પરંતુ આપણી કોમ જે સુહેરી તરીકે આગળ પડતી હોય

છે, તે બહાર જાય, તો પછી બીજાઓએ સો ગુન્હો કર્યો ? ને એ પણ ઉત્તરોત્તર બહાર જશે ત્યારે તમારા વતનમાં આવવું કેમ ગમશે ? કહેશો કે ગામડાના લોકો હમારા મોટા ગામમાં રહેવા આવશે. જો તેમ થશે તો ગામડા ઉજડ નહી થાય ? અને ગામડા ઉજ્જડ થશે તો પછી ખેતીનુ શું ? આમ દરેક રીતે વીચાર કરતા જીવન મર્યાદિત બનાવવુ જોઇએ.

જેઓને આર્થિક મુશ્કેલી છે તેઓ દેસાવર જાય, પરંતુ જેઓ મર્યાદિત જીવનમાં સારી રીતે રહી શકે તેટલી આર્થિક સંપતી ધરાવતા હોય, તેઓએ વધારે અસંતોષી બની શા માટે ઉપર કહયા પ્રમાણે સમાજના જીવનમાં ઝેર પાથરવું જોઇએ ? તેઓ સંતોષી પ્રવૃત્તિ રાખતા થાય તો બીજા પણ શીખે. યદ્યપિ આ લખાણ જુના અઠંગ વ્યાપારીઓ અને ધન મેળવવામાં રસબસ ઊંડા ઉતરેલા ભાઇઓના હૃદયને ચસર કરવા સમર્થ થશે કે કેમ ? એ સંશય છે. પરંતુ જે યુવાનોએ ભવિષ્યની પ્રજામાં પોતાનુ જીવન મોભાભર ટકાવવુ હોય, તેણે તો જરૂર આ લખાણુનો મર્મ સમજવો જોઇએ, તેથીજ તેવા યુવકોને ઉદ્દેશીને લખ્યું છે. બંધુઓ ? રાહ જોઇ બેસી રહેશો તો જ્યારે અનિષ્ટ પરિણામ સામે આવીને પોતાના ભયંકર ડોળા ધુરકાવશે ત્યારે તમારી સમાજ એટલી બધી અશકત બની હશે કે પછી તેનો પ્રતિકાર (ઉપાય) તમારા હાથમાં નહીં રહે.

માટે જો પોતાની સમાજનો, કહો કે પોતાના સામાજિક ધાર્મિક જીવનનો કહો, પરંતુ જો વિચાર કરવામાં ન આવે તો જરૂર સમાજો નષ્ટ થાય. શું આપણને સામાજીક ધાર્મિક જીવન અનિષ્ટ છે ? તે

જીવન તમને નકામુ જણાયુ છે ? જો તેમ જણાયુ હોય તો જરૂર તેને નષ્ટ થવા દો. પરંતુ હું ધારી શકું છુ કે હજુ આપણે એટલા બધા પતિત થયા નથી. હજુ આપણને આપણા સામાજીક અને ધાર્મિક જીવન પ્રિય છે.

બંધુઓ ? આપણી પાસે ભગવાન મહાવીર પ્રભુ કે જેઓનો એકલા જગતનું નહીં, બલકે પ્રાણી માત્રનું કલ્યાણ કરવાનો ઉદેશ છે, અને તેજ ઉદ્દેશને સીદ્ધ કરે તેવો તેમનો ઉપદેશ આગમોમાં ભરી પડયો છે, તે ઉપદેશનું રહસ્ય જગતની મિલ્કત છે. પરંતુ જગત જાગૃત થયુ નથી, ત્યાંસુધી તે સાચવી રાખવાનો ભાર આપણા ઉપર છે; જ્યારે જગત કાંઇ જાગશે અને તેમના ઉપદેશનો કિંમત આંકતું થશે, ત્યારે અયોગ્યતાના પ્રમાણુમા તેમાંથી થોડું થોડું આપણે આપીશું. એ ખાતર પણ આપણે આપણી સમાજ, ધાર્મિક તત્વો અખંડ પરિશ્રમે જગતમાં અક્ષત રાખવા જાગૃત થવું જોઇએ.

બંધુઓ ? હવે કયાં સુધી ઉંઘશો ? તમારૂ સંઘ બળ ટકી રહે માટે જાગૃત થાવો. જો તમારૂં સંઘ બળ તમને વાસ્તવિક રીતે અનિષ્ટજ જણાતુ હોય, તો ભલે તેનો નાશ થવા દેજો. પરંતુ જો ઇષ્ટજ હોય તો તે ખાતર ગમે તેવા કષ્ટો સહન કરવા ગમે તેવા ભોગ આપવા, અને સ્વાર્થપરાયણતાનો ત્યાગ અથવા મર્યાદા બાંધવા જરૂર તૈયાર થવુજ પડશે.

બસ બંધુઓ ! કર્તવ્યપરાયણ બની જાઓ, વાતોથી કાંઇ નહી વળે, ક્રિયાત્મક બનો. જો તમોને મોટર ખાતર વતન છોડવું પડયું હોય તો, તેનો મોહ છોડો કોલર, ટાઇ, કે બંગલા ખાતર

વતન છોડવું પડતું હોય તો તેનો પણ મોહ છોડો. ચર્ચ્ય બંધુઓ? વતન છોડીને ઉપરની ચીજો તમે મેલવી શકો, પરંતુ જાણ્યે અજાણ્યે તમારે વતન, ધર્મ, જાતી, સમાજ, વિગેરે વેચવા પડે છે; અને તેને બદલે તમે માત્ર વૈભવની ઉપરની ચીજો ખરીદો છો. એ જરા ઉંડા ઉતરીને વિચારશો તો જરૂર સમજશો. છેલ્લાં દશ વર્ષમાં તમારા વતને કેટલા યુવાનોને સંઘર્યા? ને કેટલા બહાર ગયા તેનો હીસાબ કાઢશો તેથી જીવન મર્યાદિત બનાવી આપનું સામાજીક જીવન વ્યવસ્થિત બનાવો. જ્યારે સામાજીક જીવન વ્યવસ્થિત બનશે, ત્યારેજ નિતી, ધર્મ, અર્થ, કામ વિગેરે અવ્યવસ્થિત થઈ ગયા છે તે પણ અવ્યવસ્થિત બનશે. પછી સમાજ, ધર્મ વિગરે જળવાશે. જો તમે જાગૃત નહિ થાવો, તો તમારા વખતમાં અનિષ્ટ પરિણામ ઓછુ આવશે, પરંતુ તમારી સંતતિના વખતમાં વધારે પરિણામ આવશે, અને તે તેનો પ્રતિકાર કરવા અશક્ત હશે. આ રીતે સંતતી માટે મિલકતો અને બંગલાઓનો વારસો મુકી જવાને બદલે તેઓનું જીવન સુદૃઢ બનાવીને ખરો વારસો આપવાનો પ્રયત્ન કરો અને જો શક્તી નહી હોય તો મિલકત વીગેરેનો ગમે તેટલો વારસો આપ્યો હશે તો પણ ગુમાવી બેસતા વાર નહી કરે માટે આમ ભવિષ્યનો વિચાર કરીને બંધુઓ? અવળી પ્રવૃતીઓ છોડો, ને કંઇક હવે આજુબાજુ, આગળ પાછલ એમ દરેક તરફ તપાસી જોઇ ચાલતા સીખો. આજે નહી ચેતો, તો ઠોકર ખાધાં પછી કાલે ચેતસો પરંતુ યાદ રાખજો કે પ્રતી દિવસે તમારી સામાજીક અંતઃશક્તિ ઘસાતી જાય છે. એટલે આજ કરતા કાલે ચેતસો પરંતુ યાદ રાખજો પ્રતિ દીવસે તમારી સામાજીક અંતઃશક્તિ

ઘસાતી જાય છે. એટલે આજ કરતા કાલે સહેજ નબલાઇમાં વધારો થશે. પછી જાગશો ત્યારે વધારે બળ કરી ઉન્નતિ સાધી શકશો. વહેલા ચેતનારને ઓછી મહેનત પડશે. આ અટકળ સિદ્ધાંતનો મર્મ ગહન છે. સમજદાર માટેજ પ્રવૃતિ હોય છે. જાગૃત થાઓ વા ન થાઓ; તેને માટે મારી તો તટસ્થતાજ છે. પરંતુ માર્ગ બતાવવો તે મારૂ કર્તવ્ય સમજુ છું.



## શાસન સેવા કરવા ઇચ્છતા સહુ ભાઈ બહેનોએ સાધર્મી ભાઈ બ્હેનો પ્રત્યે કરડાઇ નહી રાખતાં શુદ્ધ પ્રેમભાવથી કુશળ વહેવાર આદરવો જોઇએ.

(૧) કુવામાં હોય તો હવાડામાં આવે એ કહેવત સાચી છે, આપણા સહુ સાધર્મી ભાઇ બ્હેનો બધી વાતે સુખી હોય, અંતરમાં તત્ત્વ પ્રકાસ હોય, નિર્મળ શ્રદ્ધા હોય, અને આચરણ પણ સાચા જૈનને છાજે એવું શુદ્ધ-સરલ-નિષ્કાપટ હોય તો સ્વહિત ઉન્નતિ કરવા સાથે પોતાના સાધર્મી ભાઇ બ્હેનોની ઉન્નતિ થાય એવી મમતા ભરી લાગણી તેના દીલમાં સહેજે રહેવા સંભવે છે, પરંતુ જેમનામાં ઉક્ત વસ્તુનો સદ્‌ભાવજ ન હોય તે અન્યને કયાંથી નિહાલ કરી શકે.

(૨) ઉત્તમ ચિંતામણી સમાન ધર્મની પ્રાપ્તિ થવાથી દુઃખ દારિદ્ર અને દિનતા એકાએક દુર થઇ જાય છે પરંતુ ગાત્રના લાય-

કાત વગર પવિત્ર ધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી, તે વીના દુઃખનો અંત આવવાનો નથી.

(૩) વીતરાગ પરમાત્મા જેવા પરમ દેવ અને સાધુ નિર્ગ્રંથ જેવા ત્યાગી ગુરૂનો પંજો અડયોજ હોય તેનામાં ભુંડી સ્વાર્થ અંધતા મલીન વાસનાઓ રહેવા કેમ પામે ? તેનુ હૃદય શુદ્ધ પ્રેમ-ભર્યું ને વિશાલ થયા વગર કેમ રહે ? પારસના સંગે લોઢ પણ કાંચનજ બને.

(૪) દરેક સાસનપ્રેમીનાં દિલમાં સહુનું હિત ચિંન્તનરૂપ મૈત્રીભાવ, દુઃખીતું દુઃખ દૂર કરવારૂપ કરૂણાભાવ, સુખી તથા સદ્-ગુણીને દેખી દીલમાં પ્રમુદિત થવા રૂપ પ્રમોદભાવ અને પર દોષની ઉપેક્ષા કરવા રૂપ ઉપેક્ષા ભાવ સદોદિત-કાયમ જાગૃત રહેવો જોઇએ. એથીજ પવિત્ર ધર્મની યોગ્યતા અને પ્રાપ્તિ તથા રક્ષા થઇ શકશે. ઉક્ત ભાવ વગરની સર્વ ધર્મ કરણી નિષ્ફળ પ્રાય છે.

(૫) ચિન્તામણી રત્ન સમાન ધર્મ ખરા પાત્રોમાંજ ટકી રહે છે. તેવા ધર્મી જનોને શુદ્ધ પ્રેમભાવથી આદર—સત્કાર કરનાર પણ ઉક્ત ધર્મને યોગ્ય બને છે. ધર્મની રક્ષા તથા પુષ્ટિ કરનારની રક્ષાને પુષ્ટિ ધર્મ કરે છે. પરંતુ જે જડ બુદ્ધિ જનો પવિત્ર ધર્મનો તથા ધર્મી જનોનો અનાદર કરે છે તેઓ તો હાથે કરીને પોતાનું ભવિષ્યજ બગાડે છે. કહ્યું છે કે—ધર્મના પ્રભાવથી સુખ સમૃદ્ધ પામ્યા છતા જે મંદ બુદ્ધિજનો એજ ઉપકારી ધર્મને ધ્વંસ—નાસ કરે છે તે સ્વામીદ્રોહી યા આત્મદ્રોહીનું ભવિષ્ય ક્યાંથી સુધરસે ? તેમનું શ્રેય શી રીતે થશે ?

(૬) અહિંસા સંયમ અને તપલક્ષણ પવિત્ર ધર્મ જાતે કર્યો છતો, કે અનુમોદ્યો છતો મહારૂળ લાભ આપે છે. ધર્મી જનોને યથા યોગ્ય સહાય આપનારા ધર્મનેજ ઉત્તેજન આપે છે, પરંતુ જે હિણ બુધ્ધીજનો તેમના માર્ગમાં વિઘ્નો ઉભા કરી તેમને હીણા બનાવવા નઅળો પ્રયત્ન કરે છે તેમને તેમની બુરી કરણીનું નઠળું ફળ પરિણામ મળતા જરૂર સોસવું પડે છે તેથી તેવો નઅળો પ્રયત્ન નહિ કરવાં સ્વપર હિત-ઉન્નતિ થાય તેવો. સફળ પ્રયત્નજ કરવા ઉજમાળ રહેવું ઘટે છે.

(૭) પ્રિય ધર્મ અને દૃઢ ધર્મી જનો ઉપર અવિહડ પ્રેમ રાખવા દરેક ભવ્ય આત્માએ લક્ષ રાખવું ઘટે, એથી પવિત્ર ધર્મની રક્ષાને વૃદ્ધિ સાથે આપણા પોતાની ઉન્નતિ સધાય છે—આપણી હૃદય ભૂમિ ઠીક ખેડાઇને સાફ બને છે, તેમા રૂડા બીજ સંસ્કારે રોપાય છે. અને પરિણામે આપણે મહા લાભ પામીએ છીએ.



# આપણી બુરી આદતો સુધારી લેવાની જરૂર.

(૧) જેથી આપણું અને આપણી પ્રજા વિગેરે આસપાસના સંબંધીજનોનું હિત બગડે એવી બુરી આદતો આપણે યત્ન પૂર્વક તજવી જોઇએ. સુખી થવાનો એજ ખરો ઉપાય છે.

(૨) ક્રોધ, રોષ, ઇર્ષ્યા, ખાર, અદેખાઇ અને વેર ઝેર કરી વધારવાની બુરી આદતથી સ્વપરને કેટલી બધી હેરાનગતી થાય છે ? કેટલા બધા લોહી અવટાય છે ? અને કેટલા બધાંની એમા સંડોવાથી પાયમાલી થાય છે.

(૩) ક્ષમા–સહન શીલતા, ધીરજ–શાન્તી, સમતા–મધ્યસ્થતા, ન્યાય—નિતી ને નિરપક્ષતાનું સેવન આદર સહિત કરવાથી સ્વપરનું કેટલુ બધુ હિત થતું અટકે છે, લાજ પ્રતિષ્ટા વધે છે, સુખ સંપત્તિ મલે છે અને ચોખ્ખે ચિત્તે સુદ્ધ દેવ ગુરૂ ને ધર્મતત્વનું યથાવિધ આરાધન કરી ઉત્તરોત્તર અધિકાધિક. આત્મ ઉન્નતિ સંધાય છે, અને અનેક ભવ્ય આત્માઓને માર્ગ દર્શક બનાવાય છે.

(૪) મિથ્યા માન—અંહકાર, મદ—ગર્વ,ને ઉદ્ધતાઇથી થયલી અને થતી ખુવારીનો ખ્યાલ બાંધી તેમજ એથી ભવિષ્યમાં થનારી અવર્ણ્ય ઉપાધિનો કંઇક વિચાર કરી તેથી વીરમવુ ઘટે છે.

(૫) વિનય—મૃદુતા, નમ્રતા—સભ્યતા સહિત ઉચિત આચરણથી સ્વપરને કેટલો બધો લાભ (ગુણ) વાધે છે ? એ અજબ

વશીકરણથી કેટલાં બધાં શત્રુ સુદ્ધાં વસ થઇ જઇ મિત્ર જેવા બને છે? અને આ લોક તેમજ પરલોક સાધનમાં કેટલી બધી અનુકૂલત થવા પામે છે? ધર્મનું મૂળજ વિનય જાણી સહુએ તેનુ સાદર સેવન કરવુ ઘટે છે.

(૬) માયા કપટ, છળ પ્રપંચ; દગો વિશ્વાસઘાત ને દંભ રચન વાલા મુગ્ધ જીવોપર વંચના કરવા જતાં પોતેજ કેટલા બધાં ઠગાય છે? ખરા સુખથી વંચિત રહી સમ સર્વત્ર દુઃખી દુઃખી ને દુઃખીજ થયા કરે છે.

(૭) સરલ સ્વભાવી ભોળા ભદ્રક પરિણામીનુજ કલ્યાણ થવ પામે છે.

(૮) લોભ—તૃષ્ણાવશ સ્વાર્થ અંધ બનેલા જીવોના દુઃખનો પારજ રહેતો નથી.

(૯) સ્વાર્થ ત્યાગી, પરદુઃખ ભંજન, સંતોષી જનોજ સર્વત્ર ખરૂં સુખ મેળવી શકે છે.

(૧૦) રાગદ્વેષવશ જીવો હિંસા, અસત્યાદિક પાપ—પંકથી પોતાના આત્માને ખરડે છે.

(૧૧) સમતાભાવી તત્ત્વરંગીવડભાગી ફકત અનેક પાર નોથી સહેજે બચે છે.

(૧૨) મોહ અંધ જીવો ખોટા માર્ગે દોરવાઇ જઇ, અ ભાગી થઇ દુર્ગતિમાં પડે છે.

(૧૩) મોહને જીતનારા સાચે માર્ગે સંચરી સહેજે ભવ તરી બીજાને તારી શકે છે.

